ॐ श्रीहरिः

# ભજન રત્નાકર

અથવા

## સ્તવન મંજરી.

---

ભાગ પહેલો.

सांताकारं, भुज्गयशनं, पद्मनाभं, सुरेशम्
विश्वाधारं, गगनसद्दशं, मेघवर्णं, सुभांगम्
लक्ष्मिकांतं, कमलनयनं, योगिभिर्ध्यानगम्यम्
विष्णु भवभयहरं, सर्व लोकैकनाथम्

દદમ્યં સૂત કુંડલં, સુચારૂગણ્ડ, મણ્ડલમ
વ્રજાક નૈકવલ્લભં, નમામિ શ્રીકૃષ્ણ, દુર્લભમ
યશોદયા, સમોદયા, સકોપયા, દયાનિધીમ
ઉદુઃખલં, સૂદઃસહમ, નમામિનંદસવલ્લભમ

નવિન ગોપનાગરં, નવિનકેળી મનહરમ્
નવિન મેઘસુંદરં; ભજે વ્રજૈક મંદિરમ્
સદૈવ પાદપંકજં, મદીય, માનસંનિજમ્
દધાતુનન્દ બાળકં, સમસ્ત ભક્ત પાળકમ
સમસ્ત ગોપ નાગરી, હદંવજૈક મોહનમ
નમામિ કુંજ મદ યનમ, પ્રસન્નબાલ સોભનમ

દિગન્ત કાન્તરેગનં, સહસ્ત્રબાલ સાગનમ.
દીનદીને નવં નવં, નમામિનન્દ સમભવમ
ગુણાકરં, સુખાકરં, કૃપાકરં, કૃપાનરમ,
ત્વરા સુખૈકદાયકં, નમામિ ગોપનાયકમ.

સમસ્ત દોષ, સો... ...મસ્ત લોક ...
સમસ્ત ગોપના...

દગાન્તચાર

ભનોમ

...

## હરિગીત છંદ. (૨)

નિકટ ભુમિ નિકટ માયા, સંગમે શક્તિ રહી;
તે વિશે મહાતત્વમાંથી, ત્રિગુણની રચના થઇ; ટેક.
રજો એ બ્રહ્મસ્વરૂપે, તન માત્રા પાંચે કરી;
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ છે, પ્રબળ શક્તિને ધરી. ૧
સત્વ તે વિષ્ણુ સ્વરૂપે, પગપાવા યશમાં રહી;
મન બુદ્ધિ અહંકાર ચિત્ત, અંતઃકરણ યુક્તિ ગ્રહી. ૨
તમો ગુણ હરિ રૂદ્રરૂપે, પંચભુત મમતા ધરી;
ત્રિગુણ દેવ ઓંમકાર રૂપે, શ્રૃષ્ટિની રચના કરી. ૩
અંતઃકરણ પરિછિન્ન ચેતન, પ્રમાપદ ધારણ કરી;
પ્રમાણરૂપ પરિછિન્ન, વૃતિકરણ કારણતા ધરી;
દઢ ચૈતન્ય યોગ થઇને, પ્રચિતિ અર્થ જઇ;
પદ અર્થનો સંયોગ થઇને, પદાર્થે માયા ભઇ; ૪
શુદ્ધ સત્વ પરિછીન્ન ચેતન, ઇશ્વરી શક્તિ ધરી;
બુદ્ધિમાં આભાસ સાથે, કર્મફળ દાતા હરી;
મલીન સત્વ પરિછિન્ન, ચેતન જીવપદ અજ્ઞાનથી;
ધર્મે સુખ અધર્મે દુઃખને, પામે નિજ અભિમાનથી. ૫
ભુલી બ્રહ્મપદ ભ્રમિત થઇને, પરિતાપ પામે સદા;
સર્વજ્ઞ પણ અલ્પજ્ઞ માની, નિજ શક્તિ જાણે નવકદા;
અંતરગંગા અંતર યમુના, અંતર માંહે સરસ્વતિ;
અંતર કાશી અંતર ગોકુળ, અંતરમાંહી શ્રી દ્વારામતિ ૬
અંતર સિંધુ અંતર રેવા, અંતર માંહે ગોદાવરી;
બ્રહ્માંડની આ અનહદ રચના, પુરિ રહી સોહમપુરી;
અવિદ્યા અધિષ્ઠાન ચેતન, નામ રૂપ આ . . ર જો;

અસ્તિભાતિ પ્રિય ગુણે, નિરાકાર સાકારતે. ૭
નિર્વિશેષ, નિરલેપ આત્મા, નિત્ય મુક્ત કુટસ્થ જે;
દેશકાળ ભેદી રહ્યો, પણ દેશકાળ વિરક્ત તે;
ધ્યેય ધ્યાતા એક, અદ્વૈત પુરણબ્રહ્મ વિભુ સદા;
કર્ત્તા અકર્તા પૂર્ણ જ્યોતિ, નિ:સંગે સંગે તથા. ૮
દૂર નહી સમીપ નહી, પણ સ્વયંભુ નિજજ રૂપ છે;
કલ્પવૃક્ષ પુરણ આનંદ, સર્વ રૂપ નિરૂપને;
ઉપદેષ્ટાને વિશ્વ કારણ, પુરૂષોત્તમ ઉત્તમ સદા;
ધર્મ રૂપ અનંત જ્યોતિ, પરમ આનંદ સર્વદા અનહદ. ૯

## (૩) શ્રી ડાકોરના દર્શન વિષે.

ચાલો જઈએ દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુ:ખ ભાંગે છે. ચાલો (૧)
પેહેલું દુ:ખ બ્રહ્માંનું ભાગ્યું, શંખાસુરનેમારીને;
સંખનારાયણ પેઠા બેટમાં, વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છારૂપે સાગર મથીઓ, ચૌદ રત્ન બહાર કાઢીને;
અમૃતતો અમરને પાયુ, વિષપાયુ વિષ ધારીને;
વરાહરૂપે પૃથ્વિ લાવ્યા, આદ્ય નિરંજન આજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુ:ખ ભાંગે છે. ચાલો (૨)
પ્રહલાદની પ્રતિજ્ઞા પાળવા, નરહર નરસંગ રૂપ ધર્યું;
હીરણ્યા કસ્યપને નખે વધેર્યો, વિધિનું વાક્ય સફળ કર્યું;
વામનરૂપે બળીને ચાંપ્યો, ઈંદ્ર રાયનું કારજ કર્યું;
છબીલો છડીદાર થઈ ઉભા, બળિરાયનું ભાગ્ય ભર્યું;
ફરશી ગૃહી નક્ષિત્રી કીધી, જઈ કોકણમાં બીરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુ:ખ ભાંગે છે. ચાલો (૩)

અનેક દુઃખ દેવતાના ભાગ્યા, રાજારાવણ મારીને;
વિભિષણને લંકા આપી, પથ્થર પાળજ વારીને;
શ્રીકૃષ્ણસ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને;
મોરલી માંહી મોહ પમાડયા, ત્રણ લોક નરનારીને;
બુદ્ધારૂપે જગન્નાથજી, જગમગ જ્યોત બીરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુઃખ ભાંગે છે. ચાલો (૪)
અકળ કળા નવખંડમાં વ્યાપી, ઘટઘટમાં તમે રમી રહ્યાં;
ડાકોરમાં ઠાકોર બીરાજ્યાં, બોડાણા પર કરી દયા;
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી આછા થયાં;
ભક્તિ જાણી સારંગ પાણી, ગુગળી પાછા ઘેર ગયા;
માખણીઓ આરો છે એ સારો, લીમડો મીઠો લાગે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુઃખ ભાંગે છે. ચાલો (૫)
ઉચું દેવળ ઉચું શિખર, ધોળીધ્વજા ઉપર ફરફરે;
જે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગડગડે;
ગોમતી તીરે સંગમતીરે, સંઘ આવી ત્યાં પડાવ પડે;
આઠે દહાડે શુકરવારે, વાહલમનો વરઘોડો ચઢે;
રણછોડ રસીઓ સૌમાં વસીઓ, સૌને માથે ગાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુઃખ ભાંગે છે. ચાલો (૬)
ઉત્તર દક્ષીણ પૂર્વે પશ્ચિમ, ના લોકો દરસને આવે છે;
મોટામોટા સંઘવી થઇને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયને નિરખું હયડે હરખું, રૂપ ઉપર જાવું બલીહારી;
શંખ ચક્રને પદમ બિરાજે, ગદા ધરી છે ગીરધારી;
સાકર માખણ તુળસીની માળા, રાય રણછોડને ચઢાવે છે;
ઇચ્છારામના સ્વામિ અંતર જામી,ભક્તને લાડ લડાવે છે. ચાલો(૭)

## પ્રિતમદાશનો કકો.

કકા કર સતગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળુ થાય, માયા મનથી દુરપલાય;
લીંગવાસના હોયે ભંગ, કકા કર સતગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત;
જ્ઞાની મુનિ જોગી જતી, ગુરૂ કૃપા વિના સિદ્ધિ નથી;
જન્મ મરણુની મટસે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગા ગુરૂની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપંચને પડવાનો ઠામ, સાચેરાચે સિતારામ;
એ શિખામણુ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો; ૩
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ છે ઉપાય;
સમજીને સંશય ટાળવા, બ્રહ્માન્જયતંર હરી ભાળવા;
જોતા જીવ દસા તો જાય, ઘઘ્ઘા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિરમળ તેની દશા, જેને હરિ હૃદયામાં વસ્યાં;
પોતાના અવગુણુ ન હણે, પરના તો નવ રૂદયે ગણે;
કોના દોષ નવ દેખે કસા, નન્ના નિરમળ છે તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણુ તણો છે ભય.
કાયા ઉપર ટોકે કાળ, મોહ પારાધીએ માંડી જાળ;
તેમાં હરીરાખેતો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતીલે. ૬
છછ્છા છે માયા ગુણુ મયી, બળવંતિ પણુ દીસે નહી;
દાનવ માનવને દેવતા, આધિન થઇ સૌએ સેવતા;
પણુ હરિજન આગે તે હારી રહી, છછ્છા છે માયા ગુણુ મયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચી વિધિ નિષેધ;
તે માયાનું તજવું માન, માયા પતિ ભજવા ભગવાન;

અંતરમાં ઉપજે નિરવેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને જેહ, વિના વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજસાર, વિના ભ્રમર ઉડે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને જેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર;
કાળ કર્મ નહી લાગે લેશ, છે આનંદી હરીનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના ના મનાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જન્મનો ટળે, અંતર જામી ઘટમાં મળે;
નાના મોટા હરીના ઘાટ, કોઇ સુક્ષ્મ ન કોઈ વૈરાટ,
હરીને ભજતાં હું પદ ગળે, ટટ્ટા ટેક જન્મ નો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક જ્યાં નવ મળે બીજાની બીક;
નિરભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠિક- ૧૨
ડડ્ડા ડહાપણ મુકી દે, સદ્ગુરૂને શરણે જઈ રહે;
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનનો કરજે નાશ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહું, રૂડા પુરૂષને હૃદયે રહું;
સમજ્યાં તેણે લીધો સાર, ગાફલ નર તો ખાસે માર;
જોતામાં જોબન તો ગયું ઢઢ્ઢા ઢોલ વગાડી કહું. ૧૪
ણેણારણ ચોરાસી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું
દાણી ઘરમાં ડુબી ગયો, દેવાળું ફુંકીને રહ્યો;
યમ ઠીકર કરસે તાપણું, ણેણારણ ચોરાશીતણું ૧૫
તતા તારૂં આપ તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાંશ;
એપ કરીને બોલી કાઢ, હરીદ્ર હોયતો લાગે હાડ;

મુરખના મનમાં નહીં ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ. ૧૬
થથ્થા થીરતો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વિ પતિ.
આજ કાલમાં જાવું સહી, કોટીઉપાએ રહેવું નહી;
ભાવધરી ભજ કમળા પતિ, થથ્થા થિરતો રહેવું નથી. ૧૭
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ;
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવલમાં દેવ. ૧૮
ધધ્ધા ધારણ ધરજે ધીર, વાચ કાછ વશ રાખી વીર;
શબ્દ તણી ગ્રહજે સમસેર, શત્રુ દળમાં પડે ભેળ;
શબ્દ ગુરૂ બખ્તર પેહરે શરિર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯
નન્ના નિશાન ગુરૂનુ છે, ધીર વીર પગ રોપી રહે;
કાયર નરનું નહીં ત્યાં કામ, સુરવીરનો સાચો સંગ્રામ
જીત્યા જગમાં નિરગુણ જે, નના નિશાન ગુરૂનું છે. ૨૦
પપ્પા પુરાણી જે પ્રિત, મેરૂં ચળે પણ નવ ચળે ચિત્ત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદાને દુઃખ સુખ સહે;
નારાયણને નિરખે નિત્ય, પપ્પા પુરાણી છે પ્રિત. ૨૧
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સમેત થઇ હરીસમરણ કરે;
જન્મ મરણ આવે નહી, જેનું મન વસ્યું છે હરીમહીં;
જઠરા વાસ નવ નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે; ૨૨
બબ્બા બોલે તેને જાણ, મુકી દેને મનની તાણ;
હું મારૂં રદીએથી ટાળ, પરમાર્થમાં પીંડજ ગાળ;
દયા દિનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩
ભભ્ભા ભજન થકી ભય ટળે, નિશ્ચે કાળકરાળ નવ મળે;

ભેખ ધરે જો સિદ્ધી થાય, તો ભાંડભવાયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરી ફળે, બભા ભજન થકી ભય ટળે; ૨૪
મમા માયાં મનની જાણુ, તારૂં મારૂં એમા તાણુ;
સઘળે સરખો આત્મારામ, આંધાવાંધા મનનું કામ;
માટે મન હરીચરણે આણુ, મમ્મા માયા મનની જાણુ. ૨૫
યયા યમતણો મહા દંડ, જાણે છે સર્વેકો જન;
વારા મારા પણું જેહને, સંસય શોક સદા તેહને;
આત્મ બુદ્ધિ નવ ઉપજે કદા, આશાતૃષ્ણા બહુ આપદા;
માટે સમજી ચાલો મન, યયા યમતણો મહા દંડ. ૨૬
રરા રામભજનમાં રહે, બીજું બકવું મુકી દે;
વળતો શીદ વદે છે વાદ, નિર વલોવે નવ આવે સ્વાદ;
હરીનું હારદ હેતે ગ્રહે, રરા રામભજનમાં રહે. ૨૭
લલ્લા લે તું આત્મલાવ, ફરી ફરી નહીં આવે દાવ;
જીતી બાજી હારીસ નહીં, સમજુને શીખામણ કહી;
હવે નવ ચુકીશ આવો દાવ, લલ્લા લે તું આત્મલાવ. ૨૮
વવા વેદવચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઉંચ નિચનો અંતર નથી, સમજ્યાં તે પામ્યા સદગતી;
સંસય સૌ તજવો અંહકાર, વવા વેદવચન નિરધાર; ૨૯
શશા સાધન સર્વ થયું, જેનું ચિત્ત હરીચરણે રહ્યું;
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તિર્થ તેને બહુ દાન;
કોટી વિઘન ભય દુષ્કૃત ગયું, શશા સાધન સર્વે થયું. ૩૦
સસા સઘળે છે સુંદરસ્યામ, હરિ વિના નહીં ઠાલોઠામ;
અનેક રૂપે એના નામ, આદી અંતે એકજ રામ;

જો સમજે તો પુરણ કામ, સસા સઘળે છે સુંદરસ્યામ. ૩૧
હહા હરિ ભાળો ભરપુર, દોષ કર્મ તો રહેશે દુર;
રવીને રજની નહી કોડાળ, તેમ આત્મા પુરણ ભાળ;
નિરમળ નયને નિરખો નુર, હહા હરી ભાળો ભરપુર. ૩૨
સૌ અક્ષરો સંપુર્ણજ થયા, હરીગુરૂ સંતે કીધી દયા;
અક્ષરેઅક્ષર આત્મજ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
સંવત અઢાર બત્રીસનિ સાલ, ચૈત્ર શુદ્ઃ સાતેમ સોમવાર:
સંઘેસર સાધુનુ નામ, ઠાકોર કુંજબીહારી નામ;
પ્રિતમ પ્રેમે અક્ષર કહ્યાં, હરિગુરૂ સંતે કીધી દયા. ૩૩

---

હરી ભજતા હજુ કોઈની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતા શામળીઆ સાથ, વદે વેદ વાણીરે; હરી૦
વાહલે ઉગાર્યો પ્રહલાદ, હીરણાકશ્યપ મારીરે;
વિભિષણને આપ્યું લંકાનું રાજ, રાવણ સંહારીરે; હરી૦
વાહલે નરસીંહમેહેતાને હાર, હાથોહાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવિચલ રાજ, પોતાનો કરી થાપ્યોરે; હરી૦
વાહલે મીરાંતેબાઇના ઝેર હળાહળ પીધારે;
પાંચાળીનાં પુર્યા ચિર, પાંડવના કામો કીધાંરે; હરી૦
આવો હરી ભજવાનો લહાવો, કદી નત્ર મળશેરે;
કરજોડી કહે પ્રેમલદાસ, હરીભક્તોના દુઃખ હરશેરે; હરી૦

---

કરીએ શ્રીકૃષ્ણ ઉપાસનના, ધરીએ રૂદીઆમાં ધ્યાન;
ફરીએ નહીં ગર્ભવાસમાં, ઠરીએ ઠીક નિદાન. કરીએ.
ખોટા ખેલ આ સંસારનો, આતસ બાજીનો રંગ;

સ્મતા વરસ વિત્યા ઘણાં, ક્ષણમાં થશે તે ભંગ; કરીએ
ગુરૂ સમ ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય;
દાન દયાને દીનતા, તરવાનો છે એ ઉપાય; કરીએ
ઘટઘટ પ્રત્યે રચના ઘણી, ભર્યા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદગુરૂ ખોલણ હાર; કરીએ.
નિરમળ નામ નારાયણનું, જુગ જાપસે જે કોય;
અવિચળ પદવીને પામસે, આવા ગમન નહીં હોય; કરીએ.
ચિંતન કરીએ તત્ ચિદરૂપનું. ઇશ્વર બોલે છે આપ;
જેને સમર્યાથી સુખ ઉપજે, ટળે ત્રિવિધના તાપ; કરીએ.
છે છતી વસ્તુ દેખે નહી, જીવનું જેને અજ્ઞાન;
માયાના પડદા મધ્યે પડ્યો, ભુલવણીનું છે ભાન; કરીએ.
જન્મ મરણ તણી આપદા, નથીકાંઇ સંકટ સેહેલ;
ધંધો કરતાંરે ઢળી પડ્યો, જેમ ઘાણીનો બેલ; કરીએ.
ઝાઝે લાભે લોભી રહ્યો, માયાની મધલાળ;
જેમ જેમ તૃષ્ણા વધી ઘણી, કુટાણો કંઇક કાળ; કરીએ.
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નિછારે તેં નાંખીઓ, એમાં નહિ રહ્યો સદેહ; કરીએ.
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
હેતે રસ પીજીએ, મુકીમાન ગુમાન; કરીએ.
ઠીક ઠરીને બેસીએ, રાખીનેરે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ; કરીએ.
ડગમગ, ઠાલી સાને કરે, તારૂં ધાર્યું નહી થાય;
ગમતું થશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહીં જાય; કરીએ.
ઢાંક્યો ગાયક કુમરે, ઢાંક્યો વાદળે સુર;

માયાએ ઢાંકયો આત્મા, સમજણ રહી ગઇ દુર; કરીએ.
રૂણ સંબંધે આવી મળ્યા, સુત વિત, દારાને, દેહ;
લેવાદેવા જ્યારે મટે, મારગ લાગસે તેહ; કરીએ.
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજા સાધન સંસારના, નવ હરી નામ સમાન; કરીએ.
ધ્યાન ધરીએ પરબ્રહ્મનું, જેમ કાંઇ લોભીનું ધન;
કામીને વાહલી કામની, તેવું કરીએ ચિંતવન; કરીએ.
ટોલ્યું તત્વ ત્રિલોકમાં, નહિ હરીના નામ સમાન;
બીજુ સર્વે છે બાદલું, અંતે નહીં આવે કામ; કરીએ.
સ્થિરતા કરીને નિહાળજે, રૂદે કમલમાં રૂપ;
બાહ્યભ્યંતર સૌ ભાળજે, હરીનું અકળ સ્વરૂપ, કરીએ.
નિશ્ચે જાણો રહેવું નથી, જુઠો જગત વિશ્વાસ;
એથી રહેજેતું વેગળો, આઠે પહોર ઉધસ; કરીએ.
પ્રેમ પયોધર ઝીલીએ, સદગુરૂ સંતની સાથ;
રખે ઢોળી તું નાખતો, અમૃત આવ્યું છે હાથ; કરીએ.
ફોગટ ફંદ આ સંસારનો, સ્વાર્થનો છેરે સ્નેહ;
અંતે કોઈ કોઇનું નથી, તું તો તેહનો તેહ; કરીએ.
બાવન, ઉપનિષદ વેદના, તેનું તત્વ વિચાર;
તત્ પદ ત્વંપદ ત્યાગીને અસિ પદમાં તું ચિત્તધાર; કરીએ.
ભારે ભેદ ગુરૂદેવનો, કોઇ નહીં પામેરે પાર;
શિવ વિરંચીને શારદા, સેવે પદરેજ સાર; કરીએ.
માયા મુળની વરખડી, મોહી ત્રિભુવનમાંહી;
નિત્યે નિત્યે નોતમ ફુલે; ફેલાવી શિતળ છાંય; કરીએ.

જીવ અનેક ઉપજાવતીઃ સેવે સુરી નર વૃંદ;
અણુંની આગે અંજાઇશ, સૌને સરખો આનંદ; કરીએ.
રહીએ ઇશ્વરને આસરે, ધારણ ધારીને ધીર;
સુખ દુઃખ એણી પેરે આવશે,જેમ કાંઇ નાળિએરમા નિર; કરીએ.
લીલા કાઇએ લેતું નથી, તેની ભુલવણી સાંય;
નટ જેમ નજર બંધી કરે, કળી શકે નહીં કોય; કરીએ.
વિશ્વર હું સૌ મોહીને, જુઠી બાજીને જોઇ;
તેના કરવાં કો રે રહ્યાં, જાણે તેજન કોઇ; કરીએ.
શસા શોધ સ્વરૂપને, જેને સમજ્યે સુખ થાય;
નિંદ્ર માંહે દુઃખ ભોગવે, તે તો જાગ્યેથી જાય; કરીએ.
ખોળે સર્વે ખોટું પડે, નવ જડે નામને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું, જેમ કાંઇ કાષ્ટ સ્વરૂપ; કરીએ.
સંશય તેને સાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર;
અગ્નિને ઉદ્ઇ અડે નહી, રવીને નહીં અંધકાર; કરીએ.
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતૂર ગાય,
અજઉમિયાપવિ અહિપવિ, નિશદીન ધ્યાનમાં ધાય; કરીએ.
પ્રેમ નિરંતર કીજીએ, હરિગુરસંતની સંગ;
પ્રિતમ તનમન અરપીએ, પ્રગટે પુરણ રગ; કરીએ.

પદ (૬)

શ્રીવલ્લભવિઠ્ઠલ શ્રીજીસ્વામિ શામળીઆ વાહલા,
સઘળું સમજોછો અંતરજામી નંદલાલા.
ભયનો લાગે છે મુજને ભારી શામળીઆ વાહલા,
અંતઃકાળ શી વલે થાશે મારી નંદલાલા;
સેવા સ્મરણ નવ ભાવે કીધું શામળીઆ વાહલા,

રંક સાધુને દુઃખ દીધું નંદલાલા;
હું હીણો શાસ્ત્રીય સહુ ધર્મે શામળીઆ વાહલા,
પરિપુરણ છું હું કર્મે નંદલાલા;
સહુ જાણે છે ભક્ત હું સાચો શામળીઆ વાહલા,
પાખંડી પુરાત નથી કાચો નંદલાલા;
બાંહ્ય અહાની લાજ ધરજો શામળીઆ વાહલા,
પિડા નવ પામું એવું કરજો નંદલાલા;
સનમુખ લોચનમાં આવી રહેજો શામળીઆ વાહલા,
દોષ ન જોશો દરસન દેજો નંદલાલા;
શ્રીમુખ બોલ્યા તે સાચુ કરજો શામળીઆ વાહલા.
દુઃખ દયાના સર્વે હરજો નંદલાલા.

પદ ૭

રાત રહે જ્યારે પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઈ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એકતું એકતુ એમ કહેવું; ટેક.
જોગીઆ હોય તેને જોગ સંભાળવા, ભોગીઆ હોય તેને ભોગ તજવા;
વેદીયા હોય તેને વેદ ઉચારવા, વૈષ્ણુવ હોય તેને શ્રીકૃષ્ણુ ભજવા રાત.
સુકવિ હોય તેને સદ્ગ્રંથ બાંધવાં, દાતાર હોય તેને દાન દેવું;
પતિવૃતા નારીએ કંથને પુછવું, કંથ કહે તેતો ચિત્ત ધરવું; રાત.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો ધર્મ લેવો વિચારી;
નરસઈઆના સ્વામિને સ્નેહથી, સ્મરતા ફેર નવ અવતરે નરને નારી;
રાત.

પદ ૮

જાગને જાદવા કૃષ્ણુ ગોવાળીઆ તુજ વિના ધેનમાં કોણુ જાશે,
ત્રણુસેને સાઠ ગોવાળ ટોળે મળ્યાં, વડોરે ગોવાળીઓ કોણુ થ

જાગને જાદવા૦

દહીંવણાં દહીંવરાં ઘી તણાં ઘેબરા, કઢીએલ દુધ તે કોણ પીશે;
હરી તારર્યો હાથીઓ કાલીનાગ નાથીઓ, ભુમિનો ભાર તે કોણ લેશે;

જાગને જાદવા૦

યમુનાનેતીરે ગૌધેન ચરાવતા. મધુરસી મોરલી કોણ વસે;
ભણે નરસઇઓ, તારા ગુણે રીઝીઓ, બુડતાં બાહોડી કોણ સહાસે;

જાગને જાદવા૦

---

કાયા છે ત્યાં સુધી સ્મરણકર શ્રીકીરતારનુંરે કાયા છે ત્યાં સુધી ટેક.
જતન કર્યું જઠરામાં જેને તારો દેહ રચ્યો છે તેણે,
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનુંરે; કાયા છે. ૧
પ્રસવ થયા પેહેલાં પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સિધ્યું તારા આહારનુંરે; કાયા છે. ૨
કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વ અંગ અમુલખ એવાં;
અંતઃકરણ કીધું છે, વિવિધ વિચારનુંરે; કાયા છે. ૩
દંત દીધાં છે ચવેણું ચાવવા, અન્ન સરજ્યું તારૂં ઉદર ભરવાં;
કર દીધાં છે કારજ કરવા વેહેવારનારે; કાયા છે. ૪
શું દુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ન થવું લુણહરામી;
છોટમ શરણ ગૃહીસે, શ્રીસરજનહારનુંરે; કાયા છે. ૫

---

## નરસિંહમેહેતાની હુંડી.

### પદ ૧૦

મારી હુંડી સ્વિકારો માહારાજરે સામળા ગીરધારી ટેક.
મારી હુંડી તમારે શામળીઆને હાથરે, શામળા ગીરધારી;

રાણાજીએ રઢ કરી, વળી મીરાં કેરે કાજ (૨)
ઝેરનાં પ્યાલા મોકલ્યારે, વહાલે ઝેરના દહારરે. શામળા ગીરધારી.
સ્થંભ થકી પ્રભુ પ્રગટીયાં, વળી ધરીઆં નૃસિંહરૂપ;
પ્રહલ્લાદને ઉગારીઓ, વાહલે માર્યો, હિરણાકસ્યપ ભૂપરે;
શામળા ગીરધારી.
ગજને વહારે ઉગારીઓ, વળી સુદામાની ભાંગી ભૂખ (૨)
દોહેલી વેળાના મારા વહાલમા રે, તમે ભક્તોને ઘણું આપ્યાં સુખરે;
શામળા ગીરધારી.
પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીના પૂર્યાં ચિર; (૨)
નરસિંહ મેહેતાની હુંડી સ્વીકારજો રે, તમે સુભદ્રા બાઇના વીરરે;
શામળા ગીરધારી.
સાડા ત્રણસો તિરથવાસીને, વળી રૂપીઆ છે સો સાત; (૨)
વેહેલા પધારજો શ્રી દ્વારકાંરે. એને ગોમતી નાહવાની ઘણી ખાંતરે;
શામળા ગીરધારી
તિરથવાસી સૌ ચાલીઆં, આવ્યા નગરની માંહે; (૨)
આ શહેરમાં એવું કોણછેરે, જેનું શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી.
નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભટ; (૨)
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી.
રહેવાને નથી ઝુંપડું, વળી જમવાને નથી જુવાર,
બેટા બેટી વળાવીઆરે, મેહેતાએ વળાવી ઘર કેરી નારરે; (૨)
શામળા ગીરધારી.
ગરથ મારૂં ગોપીચંદન, વળી તુળસી હેમનો હાર; (૨)
સાચુ નાણું મારે શામળોરે, દોલતમાં ઝાંઝ પખાજ રે; શામળા ગીરધારી.

વિરથવાસી સૌ ચાલીઆ, વળી આવ્યા નગરની બહાર (૨)
વેશ લીધો વણીકનોરે, મારૂં સામળસા શેઠ એવું નામરે;
સામળા ગીરધારી.

હુંડી લાવો હાથમાં, વળી આપું પુરા દામ (૨)
રૂપૈઆ આપું રોકડારે, મારૂં સામળસા શેઠ એવું નામરે;
સામળા ગીરધારી.

હુંડી સ્વીકારી પાછલે શામળે, વળી અરજે કીધા કામ (૨)
મેહેતાજી ફરી લખજોરે, મુજ વાણોતર સરખા કામરે;
સામળા ગીરધારી.

## પદ ૧૧

જ્યાં લગી આત્મા, તત્વ ચિન્હો નહીં;
ત્યાં લગી સાધના સર્વ જુઠી;
મનુષ્યદેહ તાહરો, એ એળે ગયો;
માવઠાની જેમ વૃષ્ટિ જુઠી, જ્યાં લગી.
શું થયું સ્નાન ને સેવા પુજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મલેપન કરે,
શું થયું વાળ લોચન કીધે. જ્યાં લગી.
શું થયું તપને તિર્થો કીધા થકી,
શું થયું માળા ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુલસી ધર્યા થકી,
શું થયું સ્વચ્છ ગંગાજળ પીધે; જ્યાં લગી.
શું થયું વેદ વ્યાકરણ બણે,
શું થયું રાગને રંગ જાણે;

શું થયું ષટદર્શનને સેવા થકી,
શું થયું વર્ણના ભેદ આણે; જ્યાં લગી.
એ છે પ્રપંચ સૌ પેટપોષણતણા,
આત્મા સત્ય પરબ્રહ્મ જોયો;
કહે નરસઇઓ કે તત્વ દર્શન વિના,
તે રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં લગી.

પદ ૧૨

જીવતું શિદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે—જીવ;
સ્થાવર જંગમ જડ ચૈતન્ય માં માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે. કૃષ્ણ. ૧
નવ માસ પ્રાણી શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે,
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષચૌરાશી ફરે; કૃષ્ણ. ૨
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્માથી નવ ફરે; કૃષ્ણ. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નિસરે; કૃષ્ણ. ૪
જનાર વસ્તુ અણીપેરે જાસે, જેમ ગજ કોઠું ગળે;
થનાર વસ્તુ થયા કરે જેમ, શ્રીફળ પાણી ભરે; કૃષ્ણ. ૫
જેનું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
તેમાં ફેર પડે નહીં કોઇથી, શિદ કુટાઇને મરે; કૃષ્ણ. ૬
તારૂં ધાર્યું થાય એટલું, હરિ ઇચ્છા અનુસરે;
સદાકાળ એ રીત નિભે નહી, શિદ કૃપણ મનમાં ધરે; કૃષ્ણ. ૭
થવાનું અણચિંતવ્યું થાસે, ઉપનિષદ એમ ઓચરે,
રાખ ભરસો રાખાવરનો, હ્યા તું શિદને ડરે; કૃષ્ણ. ૮

## પદ ૧૩

સુખ દુઃખ મનમાં નવ આણીએ, ઘટ સાથેરે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇના નવ ટળે, રઘુનાથના જડીઆં; સુખ દુઃખ.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, નવ મળ્યુ અન્નને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બાંધવાં, જેની દ્રૈપદી રાણી,
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી; સુખ દુઃખ.
સિતા સરખી સતિ નહી, જેના રામજી સ્વામિ;
રાવણ તેને હરી ગયો, સતિ મહા દુઃખ પામી; સુખ દુઃખ.
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયા, બધી લંકા લુંટાણી; સુખ દુ.ખ.
હરિશ્ચંદ્રરાય સત્યવાદીઓ, તારા લોચન રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નિચ ઘેર પાણી. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, ત્યારે સમર્યા શ્રી અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મેહેતાં નરસૈયાનો સ્વામિ; સુખ દુઃખ.

## પદ ૧૪

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીએરે;
મનસા વાચા કરણાં કરીને, શ્રીલક્ષ્મીવરને ભજીએરે; નારાયણ.
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ માને બાપરે;
ભગિની સુતદારાને તજીએ, જેમ તજે કંચળી સાપરે;
નારાયણ.
પ્રથમ પિતા પહલાદે તજીઓ, ન તજ્યું શ્રીહરીનું નામરે;
ભરત શત્રુઘ્નને તજી જનેતા, નવ તજ્યા શ્રીરામરે; નારાયણ.
ઋષિપતિ રાખતને કાજે, તજેલાં ભરથારરે;

તે માટે કાંઇ કહું નવ પડીયું, પામ્યા પદાર્થ ચારરે; નારાયણ.
વ્રજ વનિતા શ્રી વિઠ્ઠલને કાજે, સર્વે તજીને વન ચાલ્યારે;
ભણે નરસૈંઆ શ્રીવૃંદાવનમાં, મોહન સંગાથે મહાલ્યોરે;
નારાયણ.

પદ ૧૫

રામબાણ વાગ્યા હોય તે જાણે, અલ્યા મુરખ મનમાં શું આણે;
રામબાણ.
ધ્રુવને વાગ્યા પ્રહલાદને વાગ્યાં, તેતો ઠરીને બેઠા ઠેકાણે; રામબાણ.
ગર્ભવાસમાં શ્રીશુકદેવને વાગ્યાં, એતો વેદવચન પ્રમાણે; રામબાણ.
મયુરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યાં તેણે ટાણે; રામબાણ.
લઇ કરવત મસ્તકપર મેલ્યું, ને પુત્ર પત્નિ બેઉ ટાણે; રામબાણ.
મીરાંબાઇપર ક્રોધ કરીને, રાણોજી ખડગજ ટાણે; રામબાણ.
વિષનો પ્યાલો પ્રભુજીએ આરોગ્યો, એતો અમૃતને ઠેકાણે; રામબાણ.
નરસઇમેહેતાની હુંડી સ્વિકારી, ખેપ ધરી ખરે વાણે. રામબાણ.
આગળ સંત અનેક ઉધાર્યા, એવું મનોભક્ત ઉર આણે; રામબાણ.

પદ ૧૬

## જેનો કરે તું શોધ્ય તારા હૃદયમાં તેતો રમે.

### હરિગીત.

સ્થાવર જંગમ થળથળ, કણેકણ ભરપુરે ભાસી રહ્યો;
તો પણ ન આવે નજર અજબ અંધારા માંહે તું વહ્યો:
જો જ્યોત પ્રગટે જ્ઞાનની, સંસય સકળ ઉરના સમે:
જેનો કરે તું શોધ તાસ હૃદયમાં તેતો રમે;
જપ તપ વૃથા વિરથ કરી, શત વર્ષ સુધિ આથડે;
જપમાળ કરમાંહે ગ્રહે, ભવપાર તેથી ના જડે;

હે જીવ ? ભ્રમણા વસ થઇ, ભૂલમાં પડી તું કા ભમે;
જેનો કરે તું શોધ તા'રા હૃદયમાં તેતો રમે.
છે પિંડ ને બ્રહ્માંડ એકજ, દ્વૈતભાવ અભાવ છે,
છે એક બ્રહ્મપ્રકાશ, ઘટઘટમાં વિવિધ પ્રભાવ છે.
તું સકળમાં છે સકળ તુંમાં, ખોટ ખાલી કાં ભમે,
જેનો કરે તું શોધ, તારા હૃદયમાં તેતો રમે.
પંચેંદ્રિનો નિગ્રહ કરી, ષટ્ રિપુ નિજ સ્વાધિન કરે;
વિમર ટળે ઓંકાર રૂપ, અવિનાશીની ઓળખ જડે,
તુટે મમત્વ ગ્રંથી તુરત, વદીવેદના વેગે વમે.
જેનો કરે તું શોધ તા'રા હૃદયમાં તેતો રમે,
પંચતત્વમાં નિજ કર્મથી, પુરૂષ નિજરૂપ વિસર્યો,
કંઇ કોટી વર્ષ વિતિ ગયાં, પણ વિસર્યો તે વિસર્યો.
શીવરૂપ ટળી જીવરૂપ બની, ભવકૂપમાં ભૂલો ભમે;
જેનો કરે તું શોધ તા'રા હૃદયમાં તેતો રમે.
તે તુંજ છે તે તુંજ છે તે તુંજ બીજો કો નહી;
તે તત્વમસી પદ વેદનું જાણે છતાં વળગે કહી;
ભગવાન કહેમણી, પડયો પાછળ ન દેખે દીલ દયે;
જેનો કરે તું શોધ તા'રા હૃદયમાં તેતો રમે.

પદ ૧૭

નર ભોગીડા કોડીને બદલે હીરો શીદ ખોયોજી,
તેતો મિથ્યા જાણીને બારે મારીજી;
જીભ્યાથી સેના મુખોરે, નર ભોગીડા.
અનેક મુંદ તારી ગઇ વૃથાપજી,
એક માંહેના મુંદે ને શીદ રૂવેરે; નર ભોગીડા.

મરીમરીને તું ફરી અવતરીઓજી,
આ ભવમાં ભટકીને ભૂત તું હુવોરે; નર ભોગીડા.
હુંને મારૂં મિથ્યા કરી જાણોજી,
જુલી મોહનિદ્રામાં શું સુવોરે; નર ભોગીડા.
સુત સુંદરી કોઈ કામ નવ આવેજી,
જ્યારે એક ડંડી તુને હુવોરે; નર ભોગીડા.

---

## ભાવીના મટવા વિષે.

### માહાડ. પદ ૧૮

છોડી દે તું શોકને, મન ભાવી નહીં ખસે;
લખ્યું નથી જે ભાલમાં, તે શી રીતે થશે; છોડી દે.
ભાવિને દીસે અધીનજ, બ્રહ્માવિષ્ણું મહેશ;
લાખ ઉપાય કર્યાં થકી, પણ ભાવી ન મટે લેશરે; મન.
કામ ન આવે કાંઈ કુશળતાં, વિદ્યાધિક તું જાણ;
વગસણ સર્વ વૃથા છે એતો, માની લે તું પ્રમાણરે; મન.
વસુને માટે વાસ કરે જઈ, દેશ કે પરદેશ;
મરૂ દેશોકે મેરૂ માથે, વિત્ત મલે ન વિષેશરે; મન.
કસ્તુરીને, કોયલ કાળી, સોનામાં ન સુગંધ;
શિતલ ચંદ્રતણા કિરણથી, ચકવા ચકવી અંધરે; મન.
કંટકતો છે ગુલાબ વિષેને, ચંદન ફુલફુલ હીન;
દસરથ મરણ હરણ સીતાનું એ ભાવિને આધીનરે; મન.
ઉદ્યમ તો સુઝે નહીં સાચો, ભાવીમાં જો ન હોય;
ભાવિ તો ઉદ્યમવિણ ફળશે, શ્રીફળમાં જેમ તોયરે; મન.

શત્રુ સહોદર વિભિષણને તો, રામે આપ્યું રાજ;
તેલ કપિવર કાર્યકુશળને, એ ભાવિના કાજરે; મન.
છોડી દે જંજાળ સકળ તું ભજને તું શ્રીયદુનાથ;
સુખ દુઃખ જન્મ મરણ આદિક તો સર્વ એને હાથરે; મન.

પદ (૧૯)

બાનીની પતરાખ, પ્રભુ તારા બાનાની પતરાખ;
બાનારે માટે જો દુઃખ દેશે, તો કોણ જપે તારો જાપ; પ્રભુ.
શેલી દાસની તમે પાતરી લીધી, ને નવ જોઇ જાત કે ભાત:
સંને માટે સનમુખ રહીને, તમે નાઇ કહેવાયા આ નાથ; પ્રભુ.
પ્રહ્લાદની તમે પ્રતિ પાલણ કીધીને સ્થંભમાં પૂર્યો વાસ;
તાતિ કઢા તમે શીતળ કીધાં, પ્રભુ સુધનવાને કાજ; પ્રભુ.
પાંચાળીના પટકુળ પુર્યાંને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો કાઢ્યો, રામ કહેતાં ગજરાજ; પ્રભુ.
ઝેરલતાં તે અમૃત કીધાં ને, આલ્યા મીરાંને હાથ;
મેહેતાં ને મંડલીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત, પ્રભુ.
ભક્તોના તમે સંકટ ભાગ્યા, ત્યારે દૃઢ આવ્યો વિશ્વાસ;
તુળશીના સ્વામિને કહું કરજોડી, પુરો અંત કરણની આશ; પ્રભુ.

---

પદ ૨૦

સૌથી સમરથ રાધાવરનો આસરો;
જેના જનને દુઃભવી શકે નહી કોઇ જો;
જમનું જોર ન ચાલે, દોષ કરે કદા;
ક્ષમા કરે કે હરી ચહાય તો જોય જો; સૌથી.
બીજા સૌ મોટા પણ હરિના હુકમથી;

સુર બ્રહ્મા ગણપતિ, શક્તિ શીવ શેષ જો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહીં.
એ સૌ રૂઠે હરી જન કરે, ન લેશજો; સૌથી.
માયા કાળ તણો ભય કોઇથી નવ ટળે;
અભય અચળ કરવા, સમરથ નહીં કોઇ જો;
વિના એકશ્રી ગીરિવર ધારી લાલજી;
કોણ શરણ જાતામાં, સનમુખ જોય જો; સૌથી.
શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે;
સહજ કરે શરણાંગત આપ સમાન જો;
સમોવડ કીધો, સરણ જતાં પળ માસને;
આપી દીધું પુરૂસોતમ અભિધાન જો; સૌથી.
એવાં કરૂણાં નિધિ સમરથ શ્રીનાથજી;
દાસ દયાના પ્રિતમ, પ્રાણ આધારજો;
એને મુકી અન્ય તણો આશ્રય કરે;
તે નિરભાગી મુરખનો સરદાર જો; સૌથી.

---

## ગીરધારીનો ગરબો.

---

### પદ (૨૧)

ગીરધારી રે, શું કહું વાત તમારી, કેમ રોકો છો, પરનારી;
પાતળીઆરે, આ શી વાત વિચારી, નથી કરતાં આ વાત સારી;

#### ઝુલણાં.

કેમ પરનારીને રોકોરે, જુવો જુવે છે ઘણાં લોકોરે;

તમે પાલવ મારો મુકોરે, પાતળી આરે, જુવો મનમાં ધારી;
કેમ રોકો છો પરનારી.

ઝુલણાં.

શામળીઆરે આ શું કરો છો વાટે, નથી એમાં તમારો ઘાટે;
જરા લાજોરે કહુંછું શા માટે, જાઓ તમે સીધી વાટે;

ઝુલણાં.

તમો શું જાણો ટેક અમારો રે, અલ્યા મનમાં કાંઇ વિચારો રે;
નથી વિચાર આ સારોરે, શામળાઆરે પ્રિતિની રીતી ન્યારી;
કેમ રોકો છો પરનારી.
હું સાચુંજ રે શામળીઆ તારૂં, હવે થશે નઠારૂં;
તમે સમજીનેરે મનમાંહે વિચારો, હવે રહે નહીં માન તમારૂં,

ઝુલણાં.

પછી જાશે ઇજત તમારી રે, એમાં નથી કસુર હમારી રે;
આ વાત નથી લાભ કારી રે, છબીલાજીરે જાઓ વાટે તમારી;
કેમ રોકોછો પરનારી.
અલબેલારે વાત સાંભળો મારી, તમે છાની લેજો ધારી;
એકાંતેરે મળજો વાત વિચારી, જેથી મઝા પડે બહુ સારી;

ઝુલણાં.

જેમ પહોંચે મનના કોડરે, તેવી જુગતી કરો રણછોડ રે;
કહે હાથ બેઉ કરજોડ રે, દુઃખડા કાપોરે દામોદર ચિત્તધારી;
કેમ રોકો છો પરનારી.

---

# મનને ઉપદેશ.

---

## પદ (૨૨)

મન માનીલે માયાંનો આ ખેલ બધો ખોટો ઘડ્યો;
ઘડીમાં જાશે વાદળ છાંયાં કાયા આ કાચો, ઘડયો; મન (ટેક)
રે માનવનો તે જન્મ ધર્યો, નવ કૃત્ય નિત્ય વિચાર કર્યો;
જ્યાં ફાવ્યું ત્યાં ફસ્તોજ ફર્યો; મન માની લે.
હરી હીરા નારે હાથ લીધો, તે વિષ તણો પ્યાલોજ પીધો;
કદી ધર્મ નહીં વાહલોજ કીધો; મન માની લે.
માયામાં મોહ ઘણોજ ભાળે, જુવાનીના મદમાં માહલે;
ના સત્ય તણો રસ્તો ઝાલે; મન માની લે.
ખીલીને ફુલ ખરી જાશે, વાદળના રંગે બદલાશે;
તુજ કાય અરે એમ કરમાસે; મન માની લે.
પાણીના રેલે વહી જાસે, જોતામાં કાળે ઝપડાશે;
પાછળથી પસ્તાવો થાશે; મન માની લે.
આ જગત, તજીને જાવું છે, ઇશ્વરના ધામમાં ધાવું છે;
ત્યાં શું મુખડું બતલાવવું છે; મન માની લે.
ચેતાવું છું ચટ ચેતીલઇ, પોતાનું મંગળ માની લઇ;
ત્યાં જાવું નહીં મુખડે વીલે; મન માની લે.
જો સાર્થક આ જીવનનું કરશે, તો સદા વૈકુંઠ જશે;
આ જન્મ મરણ ભય દુઃખ ટળશે; મન માની લે.

---

# માયા વિષે.

## પદ (૨૩)

માયા તજીને જીવ ક્યાં જશો રે; (ટેક)
જોને માયા તજીને જીવ ક્યાં જશો; (૨)
રાજારે રંક ફકીર સંન્યાસી; (૨)
સર્વેમાં વાસો તે વસેરે; જોને માયા તજી.
ઘરે આ યુધ કરે, યુદ્ધ જોશાવર; (૨)
ધન લેવા સર્વે ધસેરે; જોને માયા તજી.
ઉપરથી ટાળશો તો અંતરમાં એમ છે; (૨)
અહમેવ મમતા આવસે રે; જોને માયા તજી.
મમતા તજે તો મોહ ઘટે નહી; (૨)
મોહ થકી કામ ઉદે થસેરે; જોને માયા તજી.
કામ નિવારે તો ક્રોધ અતિ ઉપજે; (૨)
ક્રોધ હણે લોભ લાગસેરે; જોને માયા તજી.
જરા જો લોભની લેહ સમાવે; (૨)
તો માન મરડીને મારસેરે; જોને માયા તજી.
જેમજેમ ત્યાગે, તેમતેમ આવે; (૨)
વિષય વિકાર ઘણાં વાધસેરે; જોને માયા તજી.
અનેક પેરે બહુ આપદા વધારે; (૨)
અળગી તે ક્ષણ એકના ખસેરે; જોને માયા તજી.
જ્ઞાન વિવેક વિચારી ને જોજ્ને; (૨)
એ ખરૂં કે ખોટું હસેરે; જોને માયા તજી.
કહે પ્રિતમ એનો એક ઉપાય છે. (૨)
આપોપું તજે સુખીઆથસે રે; જોને માયા તજી.

# ઓધવજીનો સંદેસો.

### પદ ૨૪

ઓધવજી સંદેસો કહેજો વાહલાં શ્યામને,
મારા સમજો મુકી મનનો મેલજો;
કાનુડો કપટીરે આવડો કેમ થયો,
છલ કરીને છેતરીએ નહીં છેલજો; ઓધવજી.
આટલા દીવસરે આવું નહીં જાણતી,
મુળથી નહીં જાણ્યો ધુતારાનો ઢંગજો;
પાણીડાં પીનેરે ઘર શું પુછીએ,
બાળપણામાં કીધો એ શું સંગજો; ઓધવજી.
અણતેડયાં જાતારે નંદને આંગણે,
વાળુ કરાવ્યા કરતાં ઘરનાં કામજો;
એવે વેસેરે જઇ મળતાં મારા માવને,
પલકે પલકે કરતી હું પ્રણામજો; ઓધવજી.
દીવડીઆ મીસેરે દુરથી આવતી,
ઝાડો કરીને વળતી વારંવારજો;
મોહનના મુખનારે લેતી મિટડાં,
જસોદા મુજને કહેતી નિરલજ નારજો. ઓધવજી.
માડીથી છાનારે મેવા લાવતા,
વાટકડીમાં દોહતાં ગોરી ગાયજો;
દુધને દહીએરે હરિને સંચતા,
મેં જાંણ્યું જે જીવણ મોટા થાયજો, ઓધવજી.
વર કીધાંરે શ્રીવ્રજનાં લોકને,
વાહલાં કીધાં ગોપી ગીરધરલાલજો;

ફુલડીઆ પાંખડીરે હું નહીં દુભતી,
કેમ વિસર્યા ઓધવજી મનભાયજો;
જમાડી જમતાંરે જીવનુંપ્રાણુને.
પવન કરીને પોઢાડતી પલંગજો;
એવારે સુખડાંતો સ્વપ્ને વહી ગયા,
વેરી વિધાતા એ અવળા લખ્યા અંકજો; ઓધવજી
આભૂષણ ધરતાંરે હરીને અતિ ઘણાં,
મોરમુગટને કુંડલ ઝળકે કાનજો;
રાજની રીતિએ મોહન મહાલતા,
નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાનજો; ઓધવજી.
વાશીદુ વાળતાં ધરતી માતનું,
રખે રજ ઉડે રસીઆને અંગજો;
આંખલડી આગળથી હરી નવ મુકતી;
શા માટે હરી તજ્યો અમારો સંગજો; ઓધવજી.
દુઃખડાની વાતોરે ક્યાં જઈ દાખવું,
કહીએ પણ કહ્યું ન માને કોઇજો;
કુવાની છાયા તે કુવામાં સમાય છે,
તસ્કરની મા કોઠીમાં પેશી રોયજો; ઓધવજી.
હમારા અવગુણરે હરીના ગુણ ઘણાં,
જોઈ નવ કરીએ વડા સાથે વેરજો;
રઘુનાથના સ્વામિને કહેજો એટલું,
મળવા આવો મનમાં રાખી મહેરજો. ઓધવજી.

પદ ૨૫

પ્રેમની વાત છે ન્યારી, ઓધવજી પ્રેમની વાત છે ન્યારી (ટેક)

પ્રેમની વાતોમાં ઓધા ત્રગેરે શું જાણો, બીજા શું જાણે સંસારી;
ઓધવજી.
પ્રેમની વાતોમાં ઓધા બ્રહ્માજી ભુલ્યા, વેદ મેલ્યાં છે વિસારી;
ઓધવજી.
તમારો રંગ ઓધા રંગ છે પતંગનો, અમારો રંગ છે કરારી;
ઓધવજી.
વેદશાસ્ત્રમાં ઓધા સ્ત્રી નવ તારી, વ્રજ વનિતાને કેમ તારી;
ઓધવજી.
વલ્લભના સ્વામિ પ્રભુ રસીક શીરોમણી, નિસરવાની નથી બારી;
ઓધવજી.

પદ ૨૬

મારારે સ્વામિ બોલોની વાહલાં, જસોમતિ નંદવણા લાલા;
મારારે સ્વામિ.
ગેલીરે થઇને ગોકુળમાં ભમતી, બાંજારે કોઇની વાતો નથી ગમતી;
અવારે તમને કોણ મળી ધુતિ, જેણેરે તારૂ ચિતડું લીધું લુંટી;
મારારે સ્વામિ.
વાહલારે તારી વાટલડી જોતી, આંસુડાં ભરી ભરીને રોતી;
મારારે સ્વામિ.
શુંદારે લોકે ભરમાવ્યા તમને, તેથી તમો મળતા નથી અમને;
વાહલારે તમને કશુંએ નહીં કહીશું, મોહન તારી મરજી મુજબ રહીસું;
મારારે સ્વામિ.
ઝાઝુંરે હવે શું કહીએ તમને, મોહનવર મેહેર કરો અમને;
મારારે સ્વામિ.
એવુંરે સુણી આવ્યા ગીરધારી, દીધું આલિંગન ત્યારે મોરારી;
મારારે સ્વામિ.

## પદ ૨૭

જૂઠી જૂઠી બાજી જીવડાં, જગની જાણુનેરે,
માત પીતાની માયા જૂઠી, સગાં સહોદર જાયે રહી;
આળગાં થાયે નજરે જાણુનેરે; જૂઠી જૂઠી.
છેક રહ્યો શું છવમાં છાકી, ચક્ર પાણીની ફરતી ચાકી;
કાળ રહ્યો છે તાકી બહુ બાણુનેરે; જૂઠી જૂઠી.
અગન થકી જળગોટો છૂટયો, પાણીમાં પરપોટો ફુટયો;
તનનો દોરો તુટ્યો, માનવા માનનેરે; જૂઠી જૂઠી.
તોયે ભયો દુરગંધી વાળા, અંગ ઢાંકવા ચર્મજ આળાં,
નર્કતણાં નવ ટાળા, નર્કની ખાણુનેરે; જુઠી જુઠી.
ફક્કડ થઇને ફાંગી ફુલ્યો, દુઃખ તણાં દરિયામાં ડુલ્યો;
ભાન વગરના ભૂલ્યો શ્રી સારંગપાણુનેરે; જુઠી જુઠી.
પ્રીત કરી પ્રીતમની સાચી, રાગ કરી રહે અંતરમાં રાચી;
નૃસિંહ આગળ નાચી લેજે લ્હાણુનેરે, જુઠી જુઠી.
ઇચ્છે તો કર પ્રભુની આસાવિન જગમાં સૌ તેલ તમાસા;
બાપુદાસનોદાસ પ્રભુ પીછાનેરે, જુઠી જુઠી.

## પદ ૨૮

મોહન તારી માળારે, આઠે પહોર મુકુ નહીં;
કહાના અંગે કાળારે, ચિત્તડેથી મુક્ત નહિં; મોહન તારી.
જેમ પપૈયો પિયું પિયું કહેતો રાખી ટેક.
સરસસરિતા જળ થકી પિએ નવ ટીપું એક; મોહન તારી.
તેમ જપું હું જ નામને, વહાલ ધરી વિશેષ;
બીજા ભાખા આળારે, તેની કને ચુકું નહિં; મોહન તારી.
જેમ જાંઝી થીર બેડલું પનિહારી પંઠે જાય;

બોલે ચાલે કર વાળી લે, પણ સુરતા બેડા માંહે; મોહન તારી.
તેમજ મારી સુરતા લાગી નિક્રમ કેરે પાય;
વળગે વિષય વાહલારે તેને માથે ચુક્ર નહિ; મોહન તારી.

પદ ૨૦

હે મન ભમરા હૃદયકમળમાં પેશી હરીમય થાને,
ભવ મૃત્યુ જરા જન્માદિ ભયથી, તું સહજ ટળી જાને;
હે મન ભમરા.
જોઈ ભવાટવી તું ભુલ્યો છે, વન વૃક્ષ સરસ ગણી ફુલ્યો છે;
થઇ લુબ્ધ વિષય રસે ડુલ્યો છે. હે મન ભમરા.
ઇચ્છા અનુપમ રસ નીધારે, તો અવસુરજનતરૂને ક્યારે;
જે સિંચાયા બ્રહ્મ જળધારે, હે મન ભમરા.
તે વરફળ શબ્દ સરસ જોજે, અનુભવિ સંશય ખોજે;
અર્થ રસ સ્વાદે તું સદા મોહોજે, હે મન ભમરા.
તે અમૃત રસને નિત્ય ચાખી, તું ત્રૃપ્ત થજે સ્થિરતા રાખી;
ના અન્યમુખે કિંચિંત ભાખી; હે મન ભમરા.
સુખપુર્વક કમળ વિષેજ રહેજે, ત્યાં વિરમિ સુગંધ સદા લેજે;
થઇ અમર નૃસિંહને આ કહેજે; હે મન ભમરા.

---

## ભજન રાગ કાફી.

### પદ ૩૦

હુંતો ભૂલી મારા હઇડાકેરો હાર, હાંહાંરે,
હુંતો ભૂલી મારો મોતીડાંનો હાર, જમુનાને આરે સખી—ટેક
એક એક મોતી મારૂં લાખ સવાલાખનુંરે,
મેતો પરોવ્યું સોના કેરે તાર, જમુનાને.

સાસુ નઠારી મારી, નણુદી ધુતારીરે,
બોલ્યો દિયેરિયો દે છે મુને ગાળ. જમુનાને.
આ કાંઠે ગંગાને ઓલે કાંઠે જમુનારે,
વચમાં ગોકુળિયાં રૂડાં ગામ; જમુનાને.
વૃંદારે મનમાં વ્હાલે રાસ રચ્યોરે,
સોળસો ગોપિઓ ખેલે કહાન; જમુનાને.
નિત્ય નિત્ય ઉઠી મારો મારગ રોકેરે;
બોલ્યો કાનુડો નંદનો કુમાર; જમુનાને.
બાઈ મિરાં કહે પ્રભુ ગિરધરનાગર,
એટલેથી આલો મારો હાર; જમુનાને.

## પદ ૩૧

નિત્ય નિત્ય ભજવું ભજવું તારૂં નામ, તારૂં નામ મારા સમરે;
પ્રેમ થકી મને પ્રભુજી મળીઆ હોજી, નિત્ય નિત્ય.
સુતિ સેજડીઆં મોરી નિંદ્રા ન આવે,
વાહલા કાંઇ ન સુઝે ઘરના કામ મુને કામ,
પ્રેમ થકી મને પ્રભુજી મળીઆ હોજી; નિત્ય નિત્ય.
આ કાંઠે ગંગા વાહલાં ઓલી કાંઠે જમના,
વચમાં ગોકુળીઉ રૂડુ ગામ રૂડુ ગામ રૂડુ ગામ,
પ્રેમ થકી મને પ્રભુજી મળીઆ હોજી, નિત્ય નિત્ય.
ભાતરે ભાતના ભોજન પિરસ્યાં વાહલાં,
જમવાને ઘેલો સ્યામ ઘેલો સ્યામ,
પ્રેમ થકી મને પ્રભુજી મળીઆ હોજી, નિત્ય નિત્ય.
બાઇ મિરાં કહે પ્રભુ ગીરધરના વાહલાં,
છેલી બાકીના રામ રામ રામરે,

પ્રેમ થકી મને પ્રભુજી મળીઆ હોજી, નિત્ય નિત્ય.

પદ ૩૨

બલિહારી રસીઆ ગીરધારી સુંદર સ્યામહો તજી અમને,
મથુરાના વાસી આવા નવ બનીએજી, બલિહારી.
વાંસલડી વાગે વાહલાં ભણકારા વાગેને,
વ્રજ વાટ લાગે હવે ખારી, સુંદર સ્યામહો તજી અમને–મથુરાના,
જમનાનો કાંઠો વાહલાં ખાવાને દોડે છે,
અકળાવિ દેછે મુને ભારી સુંદર સ્યામહો તજી અમને–મથુરાના,
વૃંદાવનકેરી શોભા તમવિણ અમને નવ લાગે દીઠી હવે સારી,
સુંદરસ્યામ હો તજી અમને,–મથુરાના વાસી.
ગોવર્ધન તોળ્યો વાહલાં, ટચલી આંગળીએ,
ને અમપર ઢોળ્યો ગિરધારી,–સુંદરસ્યામ હો તજી,
બાઇ મિરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વાહલાં,
શુધ લેજો હવે મારી, સુંદરસ્યામ હો તજી અમને–મથુરા.

પદ ૩૩

મારો હંસલો નાનો દેવળ જુનું તો થયું,
જુનું તો થયુંરે પાંજર પડ્યું તો રહ્યુંરે; મારો.
કુંડી કુંડી કાયા રામા, જુઠી જુઠી માયારે (૨)
કુડાતો દિલાસા અમને દહતો ગયોરે, મારો.
આરે કાયાની સાથે પ્રિતો બંધાણી રામા (૨)
પડી ગયા દાંત, રેખુ પડયુંતો રહ્યુંરે, મારો.
કાયાનો ગઢ હંસા ડોળવાને લાગ્યોરે (૨)
ઉડી ગયો હંસ પાંજર પડયું તો રહ્યુંરે, મારો.
બાઇ મીરાં ગાય પ્રભુ ગીરધરના ગુણ વાહલાં;
છેલ્લી બાકીના રામોરામ, મારો.

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો તું ઘોલમાંરે,
રાધાકૃષ્ણ વિના.
હીરામાણેકની ખાણ તજીને, કાચ કથીરીઓ તોલમાંરે,
રાધાકૃષ્ણ વિના.
ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંગાથે પ્રિતિ જોડમાંરે;
રાધાકૃષ્ણ વિના.
ગંગા જમનાનું જળ તજીને, ખાબોચીઆને ખોલમાંરે,
રાધાકૃષ્ણ વિના.
આંબાં વૃક્ષની છાયાં મેલીને, પોટનું શુંબકું ઠોલમાંરે,
રાધાકૃષ્ણ વિના.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ અમૃત મેલીને વિષ ઘોળમાંરે,
રાધાકૃષ્ણ વિના.

---

## નાગ-દમણ.

### પદ ૩૫

નાગણ—જળકમળ તું છાંડી જા બાળા, સ્વામિ હમારો જાગસે,
જાગસે તુંને મારસે મુને બાળહત્યા લાગશે; જળકમળ.
કહેરે બાળક તું મારગ ભુલ્યો કે તારા વૈરીએ વળાવ્યો;
નિશ્ચય તારો કાળજ ખુટયો, અહીંઆતે શીદ આવિઓ, જળકમળ.
કૃષ્ણ—નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ,
મથુરા નગરીમાં જુગટું રમતાં, તારા નાગનું શીશ હું હારીઓ,
જળકમળ.

નાગણ—રંગે રૂડો રૂપે પુરો, દીસે કોડીલ કોડામણો,
તારી માવાએ કેટલાં જન્મયાં, તેમાં તું અળખામણો,
જળકમળ.

કૃષ્ણ—મારી માતાએ બેઉ જન્મયાં તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ છે કૃષ્ણ કાળીઓ, જળકમળ.
નાગણ—લાખસવાનો મારો હાર આપું—આપુંરે તુજને દોરીઓ,
એટલું મારા નાગથી છાનું આપું, આપુંરે તુજને ચોરીએ,
જળકમળ.

કૃષ્ણ—શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ,
શાનેકાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ. જળકમળ.
નાગણ—ચરણચાંપી મુંછ મરડી, નાગણે નાગ જગાડીઓ,
ઉઠોરે બળવંત કોઇ, બારણે બાળક આવીઓ; જળકમળ.
નાગ—કૃષ્ણ—બેઉ બળીઆ સાથે વળીઆ, કૃષ્ણે કાળીનાગ નાથીઓ,
સહસ્ત્રફેણાં ફુંફવે જેમ ગગન ગાજે હાથીઓ, જળકમળ.
નાગણો સૌ વિલાપ કરે, જે નાગને બહુ દુઃખ આપશે,
મથુરાનગરીમાં લઈ જઈ, પછી નાગનું શીશ કાપસે, જળકમળ.
નાગણ—બેકર જોડી વિનવે, સ્વામિ મુકો હમારા કંથને,
અમે અપરાધિ કાંઇ નવ સમજ્યાં, નવ ઓલખીયાં ભગવંતને,
જળકમળ.

થાળ ભરી સગ મોતીએ, શ્રીકૃષ્ણને વધાવિઆં,
નરસઇઆના નાથ પાસેથી, નાગણે નાથ છોડાવિઆ;
જળકમળ.

---

## રાગ લાવણી.

### પદ ૩૬

હાથ ચક્રત્રિશુળ બિરાજે, અલેખ જગાવું તેરી નગરીમેં,
શ્રીકૃષ્ણકે દરસન કરને આએ, આએ સદાસીવ ગોકુલમેં,
જટા મુકુટપર બીરાજે, સ્વરૂપ લીઆ કોઇ અધિકારી,
ગળે રૂંઢકી માળા બીરાજે, ચંદ્રમાં શીર ઉપરેરે. ટેક.
શેષનાગ ગળે લીઆ લપેટી, આલમ ભક્તિ દુર કરી,
કોણ મુલકસે આયા જોગી, દેખ્યાજી ગોકુલ ફરી,
આપે બ્રહ્મા આપે વિષ્ણું, આપ નરહર અધિકારી,
ઉનકી લીલા ઓહી જાને, ઉનકા અંતરહય પ્યારે,
ગલીગલીમે અલેખ જગાવે, ઐસા ભોળાશંકરરે, હાથ. ૧
બડે રસ્તેથી અલેખ જગાવત, આએ નંદકે મોહલેમે,
મંદીર બેઠા હય જસોદા મૈયા, અવાજ ઉતરા કાનુમે,
બહાર નિકલકર આઇ જસોદા, ખડી રહી દરવાજેમે,
જોગેશ્વરકા સ્વરૂપ દેખકર, વિચાર કરતીહય દીલમે, હાથ. ૨
થાળભરી કંચન લાઈ, લેઓ બાવાજી તુંમ ઝોળીમે,
શિવજી કહે માઇ અમ નહીં લેતે, લે જાવ માઇ અપને ઘરમે.
ચાર ખુટકા સોનારૂપા, ભર્યો હે માઈ મેરી ઝોળીમે,
અમે યોગીશ્વર વનકાવાસી, આએ શ્રીકૃષ્ણ દરસનકું. હાથ. ૩
તેરા બાળકકા દરસન કરકે ફીર જાઉંગા બાઇ મેં બનમે,
જલદી લાવ માઈ તેરા બાળકકું, કાંહાં છુપાયા હે ઘરમે,
તેરા બાળકકી સુરત દેખને આએ, સદાસીવ ગોકુલમે,
શરીર તુમારા કાલાપીલા, સુરત જેસી વાઘનકી,
મેરા બાળક કલકા જન્મયા, નજર લગે કોઇ સખીયનકી,

મેરો બાલક કલકા જન્મયા, ઘરમેસે નહી લાવું મે,
હઠ કર જોગી ખડા રહ્યાં, જબ બેઠગયે દરવાજોમે,
કહે બાવાજી સુણો જસોદા, તેરા બાલક નહીં દરનેકા,
ત્રણ લોક એહી ડરાવે, દાતા હય આ ત્રીભુવનકા,
સુરવર મુનીવર નારદ સારદ સ્મરણ સબ કરને ઉનકા,
ઐસા બાળક તુંને જન્મઆ, કામ સુધાર્યો ભકતનકા,
ચાર ખુટ નવ ખંડ પૃથ્વિમે, રાજ હુવા તુજ બાળકકા,
ઘેલી જસોદા ભુલી ફીરતહય, એ બાળક નહીં દરનેકા,
મનમાં સમજી ચલી જસોદા, લે આઇ શ્રીકૃષ્ણનકુ,
ચારૂ ચતુરભુજ પાવપિતાંબર શીશ મુગટ સોહે ઉનકું,
હોઇ દોતુકી નજરાનજરી, શિશ નમાયા શ્રીશંકરકું,
ચરણ ધોઇ ચરણાંમૃત લીધાં. શીંગીનાદ બજી આંહે,
મૃદુ હસકર કહત સદાશીવ, જન્મ લીઆ ગવલન ઘરમાંહે,

## પદ ૩૭

નાસ કેસે ગજકો બંધ છોડાયો, એહીં અચરત મોહે આયો નાસ કેસે,
ગજ ઔર ગ્રાહ લડત જળબીતર, લડત લડત ગજરાયો,
જબ જવપુર સુંઢ રહી જળ ઉપર, તબ હરી નામ પોકાર્યો,
નાથ કેસો.
સબરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાઓ,
દુરયોધનકો મેવાહી ત્યાગ્યો, ભાજી વિદુરપર પાઓ, નાથ કેસો.
પેઠે પાતાલ કાળીનાગ નાથ્યો, ફેણુ ઉપર નત્ય કરાઓ,
ગીરીગોર્વધન કરપર ધાર્યો, નંદ ઘેર લાલ કહાવ્યો, નાથ કેસે.
અગાસુર માર્યો બગાસુર માર્યો, દાવાનળ પાન કરાઓ,
સ્થંબ ફોડી હીરણ્યાકસ્યપ માર્યો, નરસંગ નામ ધરાઓ. નાથ કેસે.

અજામેળ ગજ ગુણુકા તારી, દ્રૌપદીકો ચીર પુરાઓ.
પયપાન કરતાં પુતના મારી કુબ્જાકો રૂપ બનાઓ, નાથ કેસે.
દુરયોધનકો માન ઘટાઓ, મોહી ભરૂસો આઓ,
સબ સખીયન મીલી કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બથાઓ, નાથ કેસે.
છુટે નહીં રાધાજીકો કંગન, કેસે:એ ધનુષ્ય ઉઠાઓ,
ખોલ કોટડી પાદલ ધાઓ, ગરૂડકુનાજ સંતાઓ, નાથ કેસે.
જોગી જાકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહી આઓ,
સુરદાસ પ્રભુ તિહારો મીલનકું જસોદાકી ધેન ચરાઓ નાથ કેસે.

## પદ ૩૮

નાથ તુમ જાણુત હો સબ ઘટકી, નાથ તુમ જાણુત હો,
મીરાં ભક્તિ કરે પરગટકી, નાથ તુમ જાણુત હો સબ ઘટકી,
ધ્યાન ધરી મીરાં મનમાં સંભારે, સેવા કરે શ્રીરઘુવરકી,
શાલિંગરામકું તુલસી ચઢાવત, બાલતિલક બિચ ટપકી,
નાથ તુમ જાણુત,
શ્રીકૃષ્ણુ મંદીરમાં મીરાંબાઇ નાચત, તાલ મૃદંગ વાગે ચુટકી,
પાઉમે નેપુર રૂમઝુમ બાજત, લાજ સંભારે ઘુંઘટકી,
નાથ તુમ જાણુત.
વિષનો પ્યાલો રાણાજીએ ભેજ્યો, સાધુ સંગાથે મીરાં અટકી,
લઇ ચરણામૃત પી ગઇ મીરાં, શિશ બની અમૃતકી,
નાથ તુમ જાણુત.
ઘરકી નિસરી ચલીરે કેદારે, શિરપર ગાગર મટુકી,
બાઇ મીરાં કહે પ્રભુ નાગર, જેસી દોરી ખેંચત નટકી,
નાથ તુમ જાણુત.

---

### પદ ૩૯

ઉઠ સજ્જન ભોર ભઇ, હરીભજન ગારે (૨) ટેક
પશુપંખી જીવજંત સંત હો પુકારે, ઉઠ.
ભોર હુંઇ ભજત હું પ્રભુ નામ વહારે,
સુખમેં ન સોહાવે, આજ સુફલ દીન પીયારે, ઉઠ.
કરત હું કરજોડી વિનંતિ તેરે દ્વારે,
દુઃખ દલિદ્ર સંકટ મેરે, પ્રભુ તું નિવારે. ઉઠ.
જાકો શુભ નામ લેત, પાપ ગયે હારે,
સકળ જગત સ્વામિ, તુંને રમી જુગત ભારે. ઉઠ.
સૂનો જગનાથ કીએ, પાય હુએ એ પાર,
સાગરભવ કોન વેદ ઉત્તર જાઉ પારે, ઉઠ.
શીરરોજ અંતર ભજન કરે, તોજ પ્રભુ તારે,
તનમન સેવા બીજ સદા રહોં ન્યારે, ઉઠ.

### પદ ૪૦

## તત્વદર્શીનો મહીમાં.

---

### રાગ કાનુડો.

અકળકળા ખેલતનર જ્ઞાની, જેસેહી નાવ હીરેફીરે દશે દિશ,
ધ્રુવ તારેપર રહત નિશાની, અકળકળા ખેલતનર જ્ઞાની,
ચલન વલન અવનીપર વાકી, મનકી સુરત આકાશ ઠેરાની,
તત્વ ભાસ ભયો હે સ્વતંતર, જેસે હીમહોત હે પાની,
અકળકળા.
છુટી આદ્યઅંત નહિ પાયો, જાઈ ન સકત જહાં મન-બાની,

લાધર સ્થિતિ ભઇ હે જિનકી, કહી ન જાત એસી અકથકહાની,

અકુળકળા.

અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હે પહિચાન પુરાની,
ગગનહીં ગેબ ભયાનર બોલે, એહી અખા જાનત કોઇ અગ્નાની,

અકળકળા.

## પદ ૪૧

તૃષ્ણા તું ન ગઇ મેરે મનસે
બેરબેર તો કુસમ જાઓ, છુટે ન કોટી જતનસે, તૃષ્ણા.
પાકે કેશ જન્મકે સાથી, નજર ગઇ નેનનસે.
થાકે પદ કર કંપન લાગે, લાજ ગઇ લોકનસે, તૃષ્ણા.
ટુટે દસનબચન કહી આવત, સોભા ગઇ મુખનસે,
શ્રવન સુને નહી બચન કોસીકો, જોર ગયો ઇંદ્રિયનસે, તૃષ્ણા.
વાતપીત કફ આઇ ગૃસ્યો હે, સુતહુ બોલાવે કરનસે,
ભાઇ ભત્રીજા પ્રેમ પીયારા, નારી નિકાસત ઘરનસે, તૃષ્ણા.
અબ તું ત્રિભુવન નાથ ભજી લે, લોભ ન કર પરધનસે,
તુલશીદાસ આશ ન મીટેગી, બિન રઘુનાથ ભજનસે, તૃષ્ણા.

## પદ ૪૨

### રાગ કાનહારો.

શ્રીકૃષ્ણ કૃપાબીન કોન ઓધારે, ટેક.
નામ લીએ રિધસિધ ઉપજન હે, ઓર દેવ સબ મંગનહારે,

શ્રીકૃષ્ણ૦ ૧

અર્જુન ભિમ યુધિષ્ઠિર રાજા નિકુલ સહદેવ મહાબલ ભારે,
કેશપકડ જબ લાએ દુઃસાસન, તબ દ્રુપદી હરીનામ પુકારે,

શ્રીકૃષ્ણ૦ ૨

નગન ન હોત ચકીત ભઈ સન્યા, ખેંચત ચીર દુઃસાસનહારે;
ભાતભાતકે પિતાંબર બરસત, યાકે શિરપર નંદદુલારે. શ્રીકૃષ્ણ૦ ૩
પિતા હેતુ પ્રહલાદ પુકારે, શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ હમ સરણ તિહારે,
સેવકકે કલ્યાણ કરનકો, પ્રગટે નૃસિંહ થંભ મોઝારે,
શ્રીકૃષ્ણ૦ ૪
જોહરી ભજે ભજે હરીવાકું, ભક્તકાજ પ્રભુ બિરદ સંભારે,
સુરદાસ કહે પ્રભુ અપનેજનકો, આએ શરણ પ્રભુને કુનહારે,
શ્રીકૃષ્ણ૦ ૫

## પદ ૪૩

જમકા અજબ તડાકા એ, તું કયાં જાને લડકા એ ટેક.
બડે મિનજી કઠેડે બૈઠે, તકિઆ બિછાવત સાજા,
માર ઝપાટે જમ લે જાવે, જૈસું તેતરકું બાજા, જમકા.
નવબી મર ગયે દશબી મર ગયે, મર ગયે સહસ્ત્ર અઠયાસી,
તેત્રીસકોટી દેવ મર ગયે, પડે કાલકી ફાંસી. જમકા.
પીર મર ગયે પેગમ્બર મર ગયે, મર ગયે જંદા જોગી,
જપીતપી સંન્યાસી મર ગયે, મર ગયે હકીમ રોગી, જમકા.
તીનલોકપર છત્ર બિરાજે, સો લુંટે કુંજબિહારી,
કહેત કબીરા પાખરીઆ લુંટયા, તો રહયત કોણ બિચારી,
જમકા.

## પદ ૪૪

તનકા નહીં ભરોસા એ, દેખે કાળ તમાસા એ—ટેક.
બડે રાજ્યમે સાજ બીરાજે, મત જોતા સુખ બેલા,
કોઈ કીસીકા નહીંરે યારો, આખર જાના અકેલા, તનકા.
આપચીપકે પઘડી બાંધી, ઉપર પેંચ સવાઈ,

મુછો મરડકે દરપણુ દેખે, દાલ ફીર ગઇ ભાઇ. વનકા.
કહેત કબીરા સુનો ભાઇ સારગ સીધા સવારા,
નજર ખોલકર દેખો યારો, એ સબ જુઠ પસારા, વનકા.

## પદ ૪૫

જાઘર હરીકથા નહીં કીર્તન, સંત નહી મિજબાના,
વાઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમસાના; જાઘર.
મેરી મેરી કરતો મર ગયો મુરખ, મિલ્યો નહી માન ગુમાના,
સંત પુરૂષકી સેવા ન કીધી, કીસબીધ હોવે કલ્યાના, જાઘર.
ફાલ્યા ફુલ્યા કયા ફીરત હે, કયા દીખલાવત અંગા,
પલક એકમેં ફના હો જાયગા, જૈસા રંગપતંગા, જાઘર.
જ્ઞાન ગરીબીને પ્રેમ ભક્તિ, જ્યાં સત્ય નામ ગુલતાના,
વેહ વૈરાગે ગુરૂગમ જાયે, વાઘર કોટી કલ્યાણ. જાઘર.
દરફુગ્ધામેં દબાઇ રહ્યો ભારે, કયા બુઢા કયા જવાના,
કહેત કબીરા સુનો મેરે સાધુ, છોડ દો અભિમાના; જાઘર.

## પદ ૪૬

સતસંગનો રસ ચાખ, પ્રાણી તું તો સતસંગનો રસ ચાખ;
પ્રથમ લાગે કડવોને તિખો. પછી આંબાં કેરી સાખ; પ્રાણી.
સતસંતગથી બે ઘડીમાં મુક્તિ, વેદ કરે એની સાખ; પ્રાણી.
આરે કાયાનો ગર્વના કીજે, અંતે થવાની છે ખાખ; પ્રાણી.
હાથીને ઘોડા માલ ખજાના, એકે નહીં આવે તારી સાથ; પ્રાણી.
કાચીરે કાયા કોટડી જેવી, ઢળતાં નહીં લાગે વાર; પ્રાણી.
કાચોરે કુંપો, જળે ભર્યો છે, ગળતાં ફુટી જાએ પાર; પ્રાણી.
કહી કબીરા સુનો ભાઈ, સાધુ એ છે મુક્તિ તણું દ્વાર. પ્રાણી.

પદ ૪૭

અરે મન સ્મોન પ્રભુ કે ભજનમે; (ધ્રુવ)
ભટકટ ફિરત સ્વાનકી નાહીં, ઉદર ભરત કે જતનમે; ૧
બાળ પણુ લડકન સંગ ખેલ્યો, આયા બુઢાપા બદનમે; ૨
નાહક કષ્ટ દીયો જનનીકો, જન્મ ગમાયો બાતનમે; ૩
કહત કબીરા સુનો ભાઇ સાધુ, જોનર પ્રભુસે બે મૂખ હોઈ હૈ;
સૂખ નહિ મય હૈ સ્વપ્ન મે; ૪

## આરતી જ્ઞાનની.

પદ ૪૮

### રાગદેશ આરતી તાલ દાદરો.

આરતિ સદાહી હોત, સંતન ઘટ માંહી;
બ્રહ્મ જ્યોત, પ્રગટ ભઈ, વિકસત દરસાઇ; આરતિ.
બેદ કે વાજીંત્ર બાજે, જ્ઞાન ધૂપ ધુમ્ર ન લાગે;
સમતા ચિત્ત છાંય રહી, જીભ્હા ગુનગાઇ; આરતિ.
પ્રેમકી જોબાતિ લાગી, સકળ બ્રહ્મ જ્યોત જાગી;
અનુભવસે દુમન ભાઇ, એક સંગ મીલગાઇ; આરતિ.
સાહં ધુન શંખપુર, ભેદ ભરમકી એ ચુર;
દ્વિત ઉત્ત સબી ચિદ્ર સ્વંરૂપ, આત્મ દરસાઈ; આરતિ.
કહે કવિ લોક દાસ, આશ્ચર્ય ગુરૂ કીયો પ્રકાશ;
અતિ ઉલ્લાશ હોત જ્યાં, જન્મ મરણુ નાહિ; આરતિ.

પદ ૪૯

સબસે ઉંચી પ્રેમ સગાઈ; સબસે. (ધ્રુ)
દુર્યોધન કે મેવાહી, ત્યાગયો શાક વિદુર ઘરપાઇ;
જુઠે ફલ સબરી કે ખાએ, બહું વિધિ પ્રેમ લગાઈ; સબસે.

પ્રેમ કે બસ બસ્ત નૃપ સેવાકીજા, આપ બને હરનાઈ;
પ્રેમ કે બસ અરજુન રથ હાંકયો, ભુલ ગયે ઠકુરાઈ; સબસે.
એસી પ્રિત બઢી વૃંદા વનમેં, ગોપીયન નાચ નગાઇ;
સુરદાસ કહે ઇસ લાયક નહીં, કહાં લગી કરે બડાઇ; સભસે.

## કવિ સત્યદાસ.

### પદ ૫૦

પ્રાતઃ સમય સુમિરો ચિત્ત હે, રઘુનંદનકો મુખ જીવન જાયો;
મનદ મનોહર હે મુસિકાની સુકોમળ, વૈન લલાટ સુહાઓ; પ્રાત.
આપત લોચન કાનન લૌ, મકરાકૃત્તિ કુંડળ ગંડલી છાઓ;
ભકતનકે મનમોહ બઢાવત હે, કવિ સત્યસદાસ્રુતિગાઓ; પ્રાત.
પ્રાતઃ સમયે રઘુનંદનકે કર કંજનકો. સુમિરો હિત માની;
ભકતનકો સુખદાયક ઔર વરદાયક પૈ ચલકો દુઃખદાની; પ્રાત.
જો મિથી લેશ સભા શિવ ચાંપહી, ખંડન કીન ગ્રહ્યો શીવપાની;
ચાહત હે કવિ સત્ય વહીકર, શીરનાથ ધેરા જન જાની;

### પદ ૫૧

સુમરનર રામનામ સુખધામ (૨) ટેક.
જન્મ મરણકે બંધન છુટે, પૂર્ણ હો સબ કામ, સુમર.
લાલચ તજ વિષયોકા મનસે નહીં ઇનસે આરામ;
હરિકે ચરણકમળકા ચિન્તન, કર લે આઠો ઠામ; સુમર.
દીન દીન, પળ પળ, છીન છીન, ઉમર આંખીતિ જાય તમામ;
નશ્વર કાયા, થીર કર, માને, ભુલા ફીરે નિકામ; સુમર.
બિન હરિભજન મુક્તિ નહીં હોવે, ફીર જન્મ ગુલામ;
ચોરાશી લક્ષ જીવનમે, નહિ પાવે વિશ્રામ; સુમર.

પ્રભુકા નામ જ્યો નિત્ય મનસે, લગે નહી કછુ દામ;
બ્રહ્માનંદ મોક્ષપદ પાવે, જોહાવે નિષ્કામ; સુમર.

પદ ૫૨

ભજ, રામ, રામ, રામ, રામ, રામ, રામ, રામ, રામા;
રામનામ વેદમૂલ, તાસમ નહીં ઓર તુલ;
ભંજન મિટત ત્રિવિધ શુલ, છૂટતહી ભવ ગ્રામા. ભજરામ.
રામનામ, વિમલ, નિર, સંતન, સંત, સંગ ધીર;
ગાવત સુરનર મુનિવર, પાવત નિજધામા; ભજરામ.
રામનામ, કમળફુલ સંતન મન ભ્રમર ભુલ;
ઝુમી ઝુમી પિવત અમૃત કરી પાના; ભજરામ.
રામનામ, નિરાકાર, તુલશીદાસ નમસ્કાર;
દીજે પ્રભુ ભક્તિદાન, પલપલ હરિ નામા; ભજરામ.

---

## સદા સુખિયા કોણ.

પદ ૫૩

સદા સુખિઆ જગતમાં, સંત, દુરિજન દુઃખીયારે;
ન આવે અકળામણનો અંત મુરખ મન મૂખિઆરે; સદા.
રૂવે રાતદીવસ બહુ રાંક, રખે મન ભટકેરે;
વડો પૂર્વ જન્મનો વાંક, ખરેખર ખટકેરે; સદા.
તાલેવંતને અતિ છે ત્રાસ, ધાક છે ધનનીરે;
રખે થઇ જાશે નાણાંનો નાશ, મહાવ્યાધિ મનનીરે; સદા.
સોભાસણ ધણીનો સંતાપ હુકમ કરે હાલીરે.
વિધવાના તો પૂરણ પાપ, આખી ઉમર ઓશીયાળીરે; સદા.
વિન પરણેલાં મનમાં મુંઝાય, ફોગટ જેવાં ફરીએરે;

પરણેલાં ઘણું પસ્તાય, હવે કેમ કરીએરે, સદા.
પુત્રવંતીઓ કુટે છે પેટ, છકી ગયા છઇઆરે;
ક્યાં લગી કરીએ તારી વેઠ, કાળાં મોનાં કઇઆરે; સદા.
જેની રહે છે કુંવારી કુંખ, એતો ઢાળે આંસુરે;
જગમાં જન્મ ગુમાવ્યો આજ ગયો બધો ફાંસુરે; સદા.
કુળવંતા કરે છે કકળાટ, વધી ગયાં વાઢાંરે;
પ્રભુ શીદ સરજાવ્યાં આંહી, સરજાવાસે નહી ઢાંઢાંરે; સદા.
જેને પ્રપંચ ઉપર પ્રિત તેતો ઝુરે ઝાઝુરે;
રૂષિરાજની સમજે રીત, તે સુખ વાજુરે; સદા.

---

## સ્તુતિ.

શ્રીરામચંદ્ર કૃપાળુ ભજમન હરણુ ભવભય દારૂણું,
નવકંજ લોચન કંજ મુખકર કંજપદ કંજારૂણું;
કંદર્પ અગણીત અમિત છબી નવનિલ નિરંજ સુંદિરં,
પટ પિતમાન હું તડીતરૂચી સુચી નૌમી જનકસુતાવરં;
શિર મુગુટ કુંડલ તિલક ચારૂ ઉધાર અંગ વિભુષણું,
અજાનુભુજ સરચાપધર સંગ્રામ જીત ખરદુષણું;
ભજદીનબંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકદનં,
રઘુનંદન, આનંદ, કંદ, કૌશલ્યા, ચંદ્ર, દસરથ, નંદનં;
ઇતિવદત તુલશીદાસ શંકરશેષ મુનીમન રંજનં,
મમરૂદેય, કંજ નિવાસ કરૂં, કામાદિ, ખલદળ ગજનં.

---

હે રામા પુરૂષોતમા: નરહરિ નારાયણા કેસવા
હે ગોવિંદ ગરૂડધ્વજા ગુણ નિધે દામોદર માધવા

હે કૃષ્ણ કમળાપતિ યદુપતિ સિતાપતિ શ્રીપતિ
હે વૈકુંઠાધિપતિ ભવ પતિ લક્ષ્મિપતિ પાહીમામં
આધો રામ તપોવનાધિ ગમનં હત્વા મૃગ કાંચનં
વૈદેહી હરણું જટાયુમરણાં સુગ્રીવ સંભાષણું
વાલી નીંદલન સમુદ્ર તરણું લંકાપુરી દાહનં
પશ્ચાદ રાવણ કુંભકર્ણ હનનં એ તદ્ શ્રી રામાયણું.

## ભાગવત.

આદો દેવકીદેવ ગર્ભજનનં ગોપી ગૃહેવર્ધનમં
માયા પૂતન જીવિતાપહનનં ગૌવર્ધનોદ્ધારણમ્
કંશ શિરછેદનં કૌરવાદિ હનનં કુંતિસુતા પાલણમ્
એ તદ્ભાગવતા પુરાણકથિતં શ્રીકૃષ્ણલીલામૃતમ્
હે રામાનુજ હે જગત્ ત્રયગુરં પુંન્ડરિકાક્ષેપ્રભુ
હે ગોપીજનનાથ પાલયપરં જ્ઞાનં વિનાત્વિવિનાં
કસ્તુરિ તિલકં લલાટ પટલે વૃક્ષ સથલે કૌસ્તુભમ્
નાશાગ્રે વરમૌક્તિકમ્ કરતલે વેણુઃ કરે કંકણમ્
સર્વાંગે હરિચંદનં સુલલિતં કંઠેચ મુક્તાવલિમ્
ગોપાસ્ત્રિ પરવેષ્ટીતો વિજયતે શ્રીગોપાળ ચુડામણીમ્
અચ્યુંતમ કેશવં શ્રીરામ નારાયણું,
શ્રીકૃષ્ણ દામોદરં શ્રીવાસુંદેવંહરીં;
શ્રીધરં માધવંશ્રીગોપીકાવલ્લભં,
શ્રીજાનકી નાયંકમ્ શ્રીરામચંદ્ર ભજે.

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

**સમાપ્ત.**

